## કસરત ચોથી.

(૧) જમીન ઉપર ઉંધે મ્હોડે સુઇ જાઓ અને હથેલીઓ તમારા શરીરની બાજુએ ભોંય પર ઉંધી રાખો.

(૨) પછી એક પૂર્ણ શ્વાસ લો અને તેને ઘૂંટી રાખો.

(૩) શરીરના દરેકે દરેક સ્નાયુને તંગ કરીને હાથપર વજન રાખીને ઉંચા થાઓ, માત્ર હથેલી અને પગનાં આંગળાં ઉપરજ શરીરનું બધું વજન તોળાવું જોઇએ.

(૪) પછી નંબર ૧ વાળી સ્થિતિમાં આવી જાઓ. આ પ્રમાણે શક્તિ પ્રમાણે થોડીક વાર કસરત કરો.

(૫) જોરથી શ્વાસ બહાર કહાડો.

(૬) એક મળશોધક પ્રાણાયામ કરો.

## +કસરત પાંચમી

(૧) દિવાલ સાથે હથેલી ટેકવીને ટટાર ઉભા રહો.

(૨) એક પૂર્ણ શ્વાસ લો અને તેને ઘૂંટી રાખો.

(૩) પછી જરા આગળ નમીને છાતીને ભીંતની લગોલગ લાવો અને શરીરનું વજન હાથ ઉપર ટેકવો.

(૪) પછી માત્ર હાથના સ્નાયુના બળથી હતા તેવાને તેવા ઉભા થઇ જાઓ. હથેલીઓ ભીંતને અડકેલી રહે અને શરીર બધું તંગ થઇ જાય.

(૫) જોરથી શ્વાસ બહાર કાઢી નાંખો.

(૬) એક મળશોધક પ્રાણાયમ કરો.

## કસરત છઠ્ઠી.

(૧) હાથ કમ્મર ઉપર અને કોણીના ખુણા બહાર નીકળતા રહે એવી રીતે ટટાર ઉભા રહો.

---

+ આજ કસરત ખુરશીની મદદથી પણ કરી શકાય છે. ખુરશીની પીઠપર હાથ ટેકવવા અને બાકીનો ભાગ ઉપર મુજબ કરવો.

(૨) એક પૂર્ણ શ્વાસ લો અને તેને રોકી રાખો.

(૩) જાંઘ અને પગના સ્નાયુઓને બને તેટલા તંગ કરીને નમસ્કાર કરતા હોય તેમ શરીરને આગળ નમાવો જેટલું બની શકે તેટલું નમાવો. એ દરમ્યાન ધીરેથી નસકોરાં દ્વારા શ્વાસ બહાર કહાડો.

(૪) નંબર ૧ વાળી સ્થિતિમાં આવી જાઓ અને એક બીજો પૂર્ણ શ્વાસ લો.

(૫) પ્રથમ જેમ શરીરને આગળ નમાવ્યું હતું તેમ હવે જાંઘ અને પગના સ્નાયુઓને તંગ કરીને શરીરને બરડા તરફ જેટલું બને તેટલું નમાવો.

(૬) વળી પાછા નં. ૧ વાળી સ્થિતિમાં આવી જાઓ એ દરમ્યાન શ્વાસને નસ્કોરાં દ્વારા ધીમે ધીમે બહાર કહાડતા જાઓ.

(૭) છેવટે એક મળશોધક પ્રાણાયામ કરો.

**સૂચના**—જેમ આગળ અને પાછળ નમ્યા હતા તે પ્રમાણે જમણી તેમજ ડાબી બાજુ તરફ વારાફરતી નમીને આ કસરત કરવી આ કસરતથી જઠર અને આંતરડાંને સારો વ્યાયામ પહોંચે છે.

## કસરત સાતમી.

(૧) કરોડને સીધી રાખીને ટટાર ઉભા રહો અથવા બેસો.

(૨) એક પૂર્ણ શ્વાસ લો. પણ હમેશ લેતા હતા તે પ્રમાણે ન લેતાં જાણે તમે કોઇ ઉગ્ર ગંધવાળો એમોનિયા ખાર સુંઘતા હો અને એક સામટો દમ ન લઇ શકતા હો તેમ કકડે કકડે જરા જરા અટકી અટકીને શ્વાસ લો ફેફસાં પૂરેપૂરાં ભરાય ત્યાં સુધી લીધેલો શ્વાસ બહાર કહાડવો નહિ.

(૩) થોડીવાર શ્વાસ રોકી રાખો.

(૪) પછી નસકોરાં દ્વારા લાંબો ઉચ્છ્વાસ મૂકી દો.

(૫) એક મળશોધક પ્રાણાયામ કરો.

# પ્રકરણ ૨૦ મું.

## યોગના કેટલાક ઉપયોગી પ્રકીર્ણ વિષયો.



આપણા શરીરમાં પાંચ તત્ત્વો પૃથ્વી, જલ, અગ્નિ વાયુ અને આકાશ એ નામના રહેલાં છે. આ તત્ત્વોના સ્વરૂપ તથા તેના સ્વભાવ સંબંધમાં અગાડીના કોઠામાં તથા આ પુસ્તકના પ્રથમ ભાગમાં કહેવાયું છે. હવે એ પંચ તત્ત્વોની ધારણા ક્યાં ક્યાં કરવી તે અલ્પમાં જણાવવા ધાર્યું છે.

**સ્તંભિની અથવા પૃથ્વીધારણા** પગથી ઢીંચણ સુધીના શરીરના ભાગમાં પૃથ્વીતત્વનું મુખ્ય સ્થાન રહેલું છે. તેથી તે ભાગમાં લં બીજમંત્ર સહિત ગુરુત્વની ભાવના કરી ચાર ભુજાવાળા આ સૃષ્ટિના વિશ્વકર્મારૂપ શ્રી બ્રહ્મા ભગવાનનું ધ્યાન કરવું. આ પ્રમાણે નિત્ય બે કલાક ધ્યાન કરવાથી વ્યાધિ માત્રથી મુક્ત થવાય છે અને પૃથ્વીતત્વનો જય થઇ શકે છે.

**દ્રાવિડી અથવા તેજોધારણા** ઢીંચણથી ગુદા સુધીના ભાગમાં વં બીજ સહિત શીતળતાની ભાવના કરી ચતુર્બાહુવાળા સ્ફટિક મણિ સમાન ગૌર કાંતિવાળા ગૌર. વર્ણવાળા, સૌમ્યાકૃત્તિથી મધુર હસતા શ્રી નારાયણની ભાવના કરવી. આનાથી પાપમાત્રનો નાશ થઇ જલતત્વનો જય થઇ શકે છે.

**વૈશ્વનરી અથવા જલધારણા** ગુદાથી હૃદય સુધીના ભાગમાં રં બીજ સહિત ઉષ્ણતાની ભાવના કરી, ત્રણ નેત્રવાળા ઉગતા સૂર્યના જેવી કાંતીવાળા ભસ્મથી સુશોભિત થએલા સુપ્રસન્ન વદનવાળા કર્પૂરગૌર મહારૂદ્રની ભાવના કરવાથી અગ્નિતત્વનો જય થઇ શકે છે.

**ભ્રામરી અથવા વાયુ ધારણા** હૃદયથી ભ્રકૂટી સુધીના ભાગમાં પ્રાણનો નિરોધ કરી યં બીજ સહિત વહનતા—ઉત્પત્તિના સ્વરૂપની ભાવના કરી શાંત સ્વરૂપ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વના ઉપાદાન કારણરૂપ ઇશ્વરનું ધ્યાન કરવાથી વાયુતત્વનો જય થઇ શકે છે.

**શોષણી અથવા આકાશ ધારણા** ભ્રકૂટીથી બ્રહ્મરંધ્ર સુધીના ભાગમાં હં બીજ સહિત લયપણાની ભાવના કરી ૐકારની અર્ધમાત્રા સ્વરૂપ, ત્રિનેત્ર ધારી, લલાટે ચંદ્રથી સુશોભિત, ગૌરવર્ણવાળા, ત્રીશુળ, પીનાક, ખંડ વગેરે હથીઆરોને હાથમાં ધારણ કરવાવાળા ભક્ત ઉપર હર હમેંશ પ્રસન્ન રહેનાર ભક્તનું દુઃખ જોઇ દાઝનાર ભોળા હૃદયના શ્રી મહેશ્વર ભગવાનનું શક્તિ પાર્વતી સહ ધ્યાન કરવું. તેનાથી આકાશ તત્વનો જય થાય છે.

× × × ×

**ચન્દ્રાગ પ્રાણાયામ.** સ્વસ્થ પદ્માસન વાળી એકાંતમાં બેસવું. પછી ચન્દ્રનાડી ઇડાથી (ડાબા નસકોરાથી) પ્રણવ મંત્રના ૧૨ ઉચ્ચાર પૂર્વક ધીમે ધીમે પૂરક કરવો. પછી પ્રણવ મંત્રના ૧૬ ઉચ્ચાર સુધી કુંભક કરવો અને એજ મંત્રના ૧૦ ઉચ્ચાર પૂર્વક રેચક કરવો. પ્રાણાયામ કરતી વખત દુધ અને દહી સમાન અત્યંત સ્વચ્છ વર્ણવાળા અમૃતના ઉત્પાદક ચંદ્રમાનું નાભિ તથા કંઠમાં ધ્યાન કરવું.

**સૂર્યાંગ પ્રાણાયામ.**

આ પ્રાણાયામ પણ ચન્દ્રાગ પ્રાણાયામની માફકજ કરવાનો છે. પણ તેમાં પ્રથમ ચન્દ્રનાડીથી શ્વાસ લેવાને બદલે સૂર્ય નાડી પીંગલા (જમણા નસકોરા)થી લેવો. નાભિ કમળમાં અગ્નિની જ્વાલા સમાન અત્યંત તેજસ્વી સૂર્ય ભગવાનનું ધ્યાન કરવું.

આ પ્રમાણે પોત પોતાની મરજી અનુસાર ઉપાસ્ય દેવને ધ્યાનમાં રાખી પ્રાણાયામનો પ્રયોગ થઇ શકે છે.

× × × ×

## પ્રાણની ગતિ.

આપણે જે કાંઇ બોલીએ છીએ તેનો અથવા બંદુક કે તોપ ફુટ-વનો જે અવાજ થાય છે તેનો ધ્વનિ એક સેંકડમાં ૧૧૧૮ ફુટ, વેગથી જાય છે. પાણીમાં ૪૭૦૮ ફુટના વેગથી, ઘનપદાર્થોમાં ૧૬૮૦૦ ફુટના વેગથી જાય છે. પૃથ્વી પોતાની દરરોજની ગતિમાં દર સેંકડે ૧૫૦૦ ફુટના વેગથી આગળ ધસે છે. ચન્દ્ર પૃથ્વીની આજુબાજુ દર સેંકડે ૩૨૫૦ ફુટના વેગથી ફરે છે. આખી સૂર્યમાળા એક સેંકડમાં ૫ાા માઇલના વેગથી ફરે છે. ધૂમકેતુઓ સૂર્યની આજુબાજુ દર સેંકડે ૫ાા માઇલના વેગથી ફરે છે. વીજળીના કરંટની ગતિ એક સેકડે ૧૧૦૪૦ માઇલની હોય છે પ્રકાશની ગતિ ૧૮૦૦૦૦ માઇલના વેગની હોય છે. અને પ્રકાશની ગતિના કરતાં પણ પાંચ કરોડ ગણો વધારે વેગ પ્રાણની ગતિનો છે.

આવી અદ્‌ભુત સામર્થ્ય સંપન્ન પ્રાણની શક્તિ હોવાથી આ પંચભૂતાત્મક દેહમાં રહેલી ૭૨૦૦૦ હજાર નાડીઓને તે પોતાના નિયમમાં ચલાવે છે.

× × × ×

## પ્રાણ કયાં રહે છે.

આખા શરીરમાંજ તે વ્યાપ્ત છે. પરંતુ તેનું મુખ્ય સ્થાન ચેતન અવસ્થાવાળા જ્ઞાનતંતુઓમાં રહેલા ભુરા પાણી જેવા સૂક્ષ્મ પદાર્થની સાથે છે. વિશેષે કરીને માથાના, કરોડના, બોચી તથા માથાના સંધિ ઉપર જે મગજનો ભાગ રહેલો છે અને જેને બ્રહ્મરંધ્ર કહેવામાં આવે છે ત્યાં છે. કંઠ હૃદય જઠર, આંતરડા વગેરેમાં રહેલી સૂક્ષ્મ શીરાઓમાં પણ પ્રાણ ઓતપ્રોત વ્યાપી રહેલો છે.

× × × ×

## મનને સ્થિર કરવાનો એક સુગમ ઉપાય.

વિષય પ્રદેશમાં અંહિ તંહી ભટકાં મારતા મનને સ્થિર કરવા માટે એક સુગમ ઉપાય શોધી કાઢવામાં આવ્યો છે અને તે એ છે કે મનને હૃદયમાં સ્થિર કરવું. સ્વસ્થ અને શાંત બેસી અંતરાભિમુખતાને વધારી હૃદયમાં એક નાના કમળની કલ્પના કરી તેમાં જ્યોતિસ્વરૂપનું ધ્યાન કરવું. આ સરળમાં સરળ ઉપાયથી મનની સ્થિરતા અલ્પ પ્રયાસે વધારી શકાય છે.

કેટલાક મનુષ્યનું એવું ધારવું છે કે યોગવિદ્યા અધિકારી મનુષ્યોથીજ સાધી શકાય છે ? આ વાત સત્ય છે પણ ખરા અધિકારી થવું એ તો આપણા હાથમાં છે. માટે તેને વધારી યોગવિદ્યામાં આગળ વધવું એ પ્રત્યેક મનુષ્યને શ્રેયષ્કર છે.

× × × ×

શરીરમાં રહેલા જીવાત્માનું મુખ્ય સ્થાન હૃદયમાં છે. આ હૃદયની સાથે સ્પર્શ કરીને ૭૨૦૦૦ નાડીઓ રહેલી છે. તેમા મુખ્ય ૧૩ નાડીઓ છે. આ ૧૩માં પણ ઇડા પીંગલા અને સુષુમ્ણા મુખ્ય છે. અને કૂહૂ, સરસ્વતી, ગાંધારી, હસ્તિજિવ્હા, વારૂણા, યશસ્વિની, વિશ્વોદરા, શંખિની પૂષા, પયસ્વિની તથા અલંબુષા ગૌણ છે. આ સર્વ નાડી ઉપર પ્રાણાયામના પ્રયોગથી સ્વામિત્વ સ્થપાય છે.

× × × ×

યોગની ક્રિયાઓ સાધવામાં નિયમિતપણાની ખાસ જરૂર છે. એકદમ લાભ લઇ લેવાની આશામાં અનિયમિતપણે તે સાધવાથી પરિણામ વિપરિતજ આવે છે. આને માટે અગાઉ ઘણું કહેવામાં આવ્યું છે અને અત્ર પણ પુનઃ પુનઃ એજ પ્રતિપાદન કરવામાં આવે છે. કેમકે નિયમિતપણાની બાબતમા તો આપણે ઘણાજ પાછળ છીએ, સમયની તો આપણને કિંમતજ નથી. ફુલાણાભાઇ આવ્યા અને આમ ગપાટા માર્યા અને ઢીકણાભાઇ આવી તેમ ગપાટા માર્યા એમ માત્ર

વિનાના ગપાટા મારવામાંજ આપણો ઘણો ખરો વખત જાય છે. જો તેને બચાવી કર્તવ્યાભિમુખ થવામાં તે વાળીએ તો આપણી ઉન્નતિ અસાધારણ વેગથી થાય એ નિ:સંશય છે.

નકલ કરવાની બાબતનો ગુણ આજે આપણામાં ઘણો વધ્યો છે. પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગથી આપણે ઘણીખરી બાબતમાં તેમની નકલ કરીએ છીએ. તો આ નિયમિતપણાની બાબતમાં તેમ કર્યું હોય તો તે ઉત્તમ છે. નિયમિતપણાની કિંમત તેઓ બરાબર સમજે છે. વિદ્યાકલાની શોધમાં આગળ વધેલા જર્મન દેશના તત્વશોધક કાન્ટને માટે એમ કહેવાય છે કે તેને એક દિવસ તેના મિત્રે પોતાની સાથે ફરવા આવવાનો આગ્રહ કર્યો અને તે ન છૂટકે સ્વીકારી તેની સાથે ગયો. કાન્ટના મિત્રે ફરવામાં તેમજ બીજા તે રસ્તામાં આવેલાં કામો કરવામાં બહુજ વખત લગાડયો. અને કાન્ટને ખોટી કર્યો કાન્ટ તો પ્રસન્ન ચિત્તેજ હતો. ફરીને જ્યારે ઘેર આવ્યા ત્યારે કાન્ટે પોતાની ડાયરીમાં નોંધ કરી મિત્રની સાથે તેનીજ ગાડીમાં કોઇ દિવસ ફરવા જવું નહિ. તેનાથી પુષ્કળ સમયની બરબાદી થાય છે. આ પ્રમાણે પાશ્ચાત્ય પ્રજા નિયમિતપણાની કિંમત જેવી સમજે છે તેવી યોગવિદ્યા સંપન્ન થવા ઇચ્છનાર પુરૂષને પણ તે સમજવી જરૂરની છે.

× × × ×

પ્રાણાયામના અભ્યાસની ઇચ્છાવાળાએ શ્વાસની બાબત ઉપર ખાસ ધ્યાન આપવા જેવું છે. શ્વાસ મૂકવાની પદ્ધતિનો પ્રથમ બરાબર અભ્યાસ કરવો જોઇએ. જો તે સિદ્ધ થતો નથી તો આ વિદ્યામાં આગળ વધી શકાતું નથી. નૈસર્ગિક શ્વાસ લો. બાળક પણ નૈસર્ગિક શ્વાસ લે છે. બાળક સુતું હોય છે તે વખત તેની શ્વસનક્રિયા અવલોકતાં જણાઇ આવે છે કે તેના શરીરનો બધો આગલો ભાગ ઉંચો થાય છે પેટ પેઢુ અને પાંસળાની બાજુઓ

પણ ફુલે છે ત્યારે મોટા મનુષ્ય શ્વાસ લે છે. તે વખત ફક્ત છાતીનો ભાગજ ફુલે છે. સર્વ અવયવો પોતાનું કામ કરી શકતા નથી. આનું કારણ તેઓ દીર્ઘ શ્વાસ લેતા નથી તે છે. અને આને પરિણામે તેઓ અલ્પાયુષ્ય ભોગવે છે.

**સ્વાભાવિક શ્વસનક્રિયા** કરવાને માટે નીચેના પ્રયોગ ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

૧ કેડ ઉપરનું વસ્ત્ર ઢીલું કરી સ્વસ્થ અને ટટાર ઉભા રહેવું.

૨ છાતી અક્કડ રાખી સહજ આગળ કાઢવી

૩ કેડનો ભાગ (થાપા) છાતીથી પાછળ રહે એમ રાખવો અને માથું સીધું રાખવું.

૪ મુખ બંધ રાખી નાક વડે ફેફસામાંથી જેટલી હવા નીકળી જાય તેટલી કાઢી નાંખવી.

૫ એક હાથ પેટ ઉપર મૂકવો. અને બીજો હાથ છાતીની મધ્યે મૂકવો.

૬ આ પ્રમાણે કર્યા પછી તપખીર સુંઘનારા તપખીની ચપટી સુંઘે છે તેમ ઉપરાઉપરી થોડી થોડી હવા જ્યાં સુધી લઈ શકાય ત્યાં સુધી ખેંચ્યા કરવી. અને આ પ્રમાણે હવા સંપૂર્ણ ભરી રહ્યા પછી ચાર પાંચ પળ તે શ્વાસને રોકી રાખવો ત્યાર બાદ થોડે થોડે તે નસકોરા દ્વારાજ બહાર કાઢવો.

આ ક્રિયા કરતાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે શ્વાસ થોડો થોડો લેવાનો છે તપખીર સુંઘનાર જેમ જરા જરા તે સુંઘ્યા કરે છે તેમ કરવાનું છે. અને શ્વાસ મૂકતી વખત પણ ધીમે ધીમે મૂકવાનો છે.

આ પ્રમાણે પ્રથમ હવાનો ભાગ લેતી વખત પ્રથમ પેટનો ભાગ ફુલતો જણાશે અને છેવટ છાતીનો ભાગ પણ ફુલવાની સાથે છાતી ઉપર આવેલો હાથ પણ આગળ આવેલો માલુમ પડશે. આ પદ્ધતિનો અભ્યાસ રાખ્યાથી દીર્ઘ શ્વાસ લેવાની મૂકવાની ક્રિયા અલ્પ સમયમાં સિદ્ધ થાય છે.

આ ક્રિયાને સાધવાથી વાઙ્મય અવયવો (Vocal organs) નો સદુપયોગ થાય છે અને તેને લઇને આખા શરીરનું આરોગ્ય સચવાય છે. એનાથી રક્તની શુદ્ધિ થાય છે. અને બીજા પણ લાભો થાય છે.

* * * * *

શરીરને સુધારવા માટે મનની ઉચ્ચગતિ કરવા માટે અને બીજા પણ અનેક પ્રાપ્તવ્યોને પ્રાપ્ત કરવા માટે મનુષ્યને યોગની ખાસ જરૂર છે. યોગવિદ્યાના અભ્યાસથી સર્વ મળે છે. આ વિદ્યાનો અભ્યાસ થોડો સમય પણ કર્યો હોય તો વખત નકામો જતો નથી પરંતુ તેનાથી અધિક લાભજ થાય છે. આ વિદ્યાનો અભ્યાસ તો પ્રત્યક્ષ લાભને આપનાર છે. નાસિકાના અગ્રભાગે મનને એકાગ્ર કરવાનો અભ્યાસ પાડવાથી એક પ્રકારના દિવ્ય સુગંધનો સાક્ષાત્કાર થાય છે. જિવ્હાના મૂળમાં મનની એકાગ્રતા કરવાથી અલૌકિક આસ્વાદ માલુમ પડે છે. મનને તાલુના ભાગમાં એકાગ્ર કરવાથી વિચિત્ર વસ્તુઓ નિહાળવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. આ સિવાય બીજા પણ પ્રત્યક્ષ લાભો આ વિદ્યાના સેવનથી ઘણાજ થાય છે. મુખમુદ્રાની શોભામાં પણ તેનાથી ઘણો વધારો થાય છે. અને અનેક ચમત્કારો પણ કરી શકાય છે. બંગાળા અને મદ્રાસ ઇલાકાના મદારી લોકો જ્યારે પોતાના પ્રયોગો કરે છે. ત્યારે તેમાં હવામાં અદ્ધર ઉભા રહેવાના પ્રયોગો પણ કરે છે અને આ જોઇને આપણાથી આશ્ચર્યચકિત જ થઇ જવાય છે. આ પ્રયોગમાં સફળતા મળવાનું કારણ પણ પ્રાણાયામ જ છે. પ્રાણાયામના અભ્યાસ દ્વારા શ્વાસને રોકી રાખવાથી શરીરમાં રહેલી શીરા અને નાડીઓમાં એક પ્રકારનો ચપળ અને હલકો વાયુ ઉત્પન્ન થાય છે શરીર તેનાથી ફુલે છે. અને શરીર હલકું થઇ હવામાં અદ્ધર તરી શકે છે.

મોટાં મોટાં સરકસોમાં પ્રોફેસરો ભયંકર લોઢાની સાંકળોને પણ તોડી નાંખે છે તેમજ મજબુત રીતે બાંધેલી બેડીઓને પણ તોડી નાંખે છે તેનું કારણ પણ આ પ્રાણાયામનો પ્રયોગજ છે. પ્રાણાયામના

પ્રયોગથી પ્રથમ શરીરને બેડી બાંધતી વખત ફુલાવવામાં આવે છે અને પછી તે પહેરાવી રહ્યા બાદ શરીર સંકોચી નાંખતા તે એની મેળે હાથમાંથી નીકળી જાય છે. અને તોડી નાંખવી હોય તો પ્રથમ શરીર સંકોચી પછી ફુલાવવાથી તે તુટી પણ શકે છે.

મનુષ્યનુ મન એ એક દર્પણના જેવું છે દર્પણમાં જે પ્રકારનો પદાર્થ આપણે ધરીએ તેની છાપનું પ્રતિબિંબ તેમાં પડે છે તેમ મનમાં પણ જે પ્રકારના વિચાર કરવામાં આવે તેવુ તે થાય છે.

યોગશાસ્ત્ર મનુષ્યના મનને સુધારનાર સમગ્રમાં સબળ સાધનરૂપ છે તે મન અને તન બંનેને સુધારે છે. યોગી મનુષ્ય અસાધારણ શક્તિ સંપન્ન થઇ રહે છે. યોગબળની શક્તિ કાંઇ ઓછી નથી તેમ તેના ચમત્કાર પણ ઓછા નથી. વાંચકોની શ્રદ્ધા અધિક દૃઢાવવાને માટે થોડા દ્રષ્ટાંતો આપીએ.

જ્ઞાનેશ્વર નામના દક્ષિણમાં સાધુ થઇ ગયા છે. તેમણે સમાધિ લીધી હતી સમાધિ લીધા પછી લગભગ ત્રણસે વર્ષના અંતરે તેમણે પોતાના સંપ્રદાયના શિષ્ય એકનાથને સ્વપ્ન આપ્યું કે આલંદી-ગામમાં મેં જ્યાં સમાધિ લીધી છે ત્યાં એક મોટા ઝાડનું મૂળીયું વધી જવા આવ્યું છે અને તેનાથી મારા દેહને ઘણું નુકસાન થાય છે. એકનાથે તરતજ જ્ઞાનેશ્વર મહાત્માની સમાધિ ખોદાવી અને જોયું તો જ્ઞાનેશ્વર મહારાજનું શબ કોઇપણ પ્રકારના વિકાર વિનાનું પ્રતીત થયું. તેઓ યોગ મુદ્રાનું આસન વાળી બેઠા હતા અને પાસે એક તેલથી ભરપુર કોડીયાવાળી પિત્તળની દીવીમાં દીપક પ્રકાશતો હતો. જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતાના ગ્રંથના પાના જાણે પુર્વે કોઇ વાંચતું હોય તેવી હાલતમાં પડયા હતા. અને ઝાડનું મૂળીયું તેઓ બેઠા હતા ત્યાં આવી ગયું હતું, એકનાથે તે ખોદીને દૂર કરાવેલું આ વાત દક્ષિણમાં સુપ્રસિદ્ધ છે.

× × × ×

યોગવિદ્યાના ચમત્કારની બીજી વાર્તા મહારાજા રણજીતસિંહના વખતની છે. અને તે પિકચર મેગેઝીન નામના અંગ્રેજી ચોપાનીયામાં પ્રસિદ્ધ પણ થઇ છે. અત્ર તે સંપૂર્ણ ઉતારી લેવામાં આવે છે.

મહારાજા રણજીતસિંહના વખતમાં પંજાબમાં એક સમાધિનિષ્ઠ મહાત્મા હરિદાસજી રહેતા હતા. તેઓ સમાધિયોગ સંપૂર્ણ જાણતા હતા. મહારાજા સાહેબને આ વાતની ખબર પડી અને તેમણે તે મહાત્માની પરીક્ષા લેવાનું વિચાર્યું મહાત્મા હરિદાસજીની પાસે જઇ તેમને આ વાતની ખાત્રી કરી આપવા વિનતી કરી મહાત્મા સમાધિ લેવા તૈયાર થયા એક મોટો ખાડો ખોદાવી તેમાં એક છોબંધનો ચોતરો કરાવી તેમાં બેઠા અને પછી કહ્યું કે છ મહિના પછી મને કાઢજો. મહારાજા રણજીતસિંહ તથા આ દૃષ્ય જોવાને આવેલા તે સમયના પાશ્ચાત્ય અધિકારી કેપ્ટન વેડ અને જનરલ વેન્ચુરા પણ હાજર હતા. તેઓએ પછી તે ચોતરો બંધ કરાવ્યો. ઉપરથી ખાડો પુરાવી લીંપ્યો અને વિશેષ ખાત્રીને માટે તે સમાધિ સ્થાનની ઉપર અનાજનું વાવેતર કર્યું. મહારાજા રણજીતસિંહના સીપાઇઓ તે સ્થળે સખત ચોકી પહેરો પણ રાખતા હતા. આમ કરતા જ્યારે છ મહિના પૂર્ણ થયા અને તે સમાધિ સ્થાન ખોદવાનો વખત આવ્યો ત્યારે તે જોવાને હજારો મનુષ્યની મેદની ત્યાં જામી હતી કેપ્ટન વેડ અને જનરલ વેન્ચુરા પણ હાજર હતા તે તો એમજ માનતા હતા કે ગરીબ બિચારો સાધુ તો કયારનોએ મરી ગયો હશે. અને કદાચ આવે તો તેનો મૃતદેહ હાથ આવશે.

લોકોની સમક્ષ એ સ્થાન ખોદવાનો આરંભ કર્યો. ચોતરો પણ ખોદી કાઢયો. તો તેમાં મહાત્મા હરિદાસજી આસનસ્થ જણાયા તેમનામાં જીવત્વના કંઇ પણ ચિન્હ નહોતા, સર્વેએ તેમને મરણ પામેલાજ ધાર્યા. પછી તેમના શિષ્યોએ એ મહાત્માને સમાધિમાંથી જાગ્રત કરવાને યોગ્ય ઉપચાર કર્યા. પરિણામે થોડીવાર રહીને તેઓ

લોકોના આશ્ચર્ય સમક્ષ જાગ્રત થયા. જોવા આવેલા બે યુરોપીયન ગૃહસ્થો તો મહાત્માની અસાધારણ યોગશક્તિ જોઈ ચકિતજ થયા.

× × × ×

યોગવિદ્યાના ચમત્કાર સંબંધી ત્રીજી વાર્તા સુપ્રસિદ્ધ ગુજરાતી પત્રની ભેટ ચચ્ચ અને સુહંગી પુરી પાડે છે એ વાર્તામાં જણાવ્યા પ્રમાણે ચચ્ચની સ્ત્રી કલ્યાણીને સેનાપતિ જાબાલીના અત્યાચારથી છોડવનાર મહાત્મા યોગવિદ્યા પારંગતજ હતા. અને તેના પ્રભાવથી તેમણે પોતાનેજ મારવા આવેલા ચચ્ચનું મન એકદમ ફેરવી નાંખી પોતાનો શિષ્ય બનાવ્યો હતો.

× × × ×

યોગવિદ્યાના ચમત્કાર સંબંધી ચોથો દાખલો. મુલતાનમાં એક વૃદ્ધાના એકના એક પુત્રનું મરણ થયું વૃદ્ધાવસ્થામાં પુત્રના અવસાનથી માતા ગાંડી થઇ ગઇ. તેણે ઘણુંજ આક્રંદ કરવા માંડયું. અને પુત્રના મૃત દેહને વળગી રહી. જે મનુષ્યો તેને એટલે મૃત પામેલા છોકરાને ભૂમિદાહ કરવા આવ્યા તેને પણ હાંકી કાઢયા. અને પછી મોટા મોટા મૌલવીઓ, મુલ્લાંઓ વગેરેને ત્યાં જઇ પોતાના પુત્રને પુનઃ જીવનો કરવા પ્રાર્થના કરવા લાગી. તે આખા શહેરમાં ફરી પણ તેના પુત્રને જીવિતદાન આપનાર કોઇ ન મળ્યું મૌલવી મુલ્લાં વગેરે એ ખુદાની પ્રાર્થના કરી પણ તે સઘળી વ્યર્થ ગઈ. છેવટ તે નગરથી થોડે દૂર સૂફી મતના મહાન યોગી સમ્સબ્રીજી પાસે જઇ પોતાના પુત્રને પુનઃ જીવનો કરવા અત્યંત કરૂણ સ્વરથી વિલાપ કરી રૂદન કર્યું. યોગીરાજને દયા આવવાથી તેઓ ઉઠીને તેના મૃત પુત્રના દેહની પાસે ગયા અને તેને પગ અડાડી બેટા મારા નામથી જીવતો થા, એમ કહ્યું. તરતજ તે મૃતપુત્ર આળસ મરડી બેઠો થયો. અને વૃદ્ધા આનંદ પામી ને મહાત્માને નમન કરી ઘેર ગઈ.

આ વાતની ધીમે ધીમે આખા મુલતાનમાં ખબર પડી. સમ્સબ્રીજનો ધર્મ સુફી હતો અને તેઓ અનલહક (अहं ब्रह्मास्मि) હુંજ ઇશ્વર છું. એવી વેદશાસ્ત્ર પ્રબોધિત વાર્તાને માનતા હતા પરંતુ અન્ય મુસલમાનોને આ વાત ગમતી નહોતી. કેમકે તેમના ધર્મમાં તો પેગમ્બર મહમદનેજ ખુદાનો અવતાર મનાય છે. વળી આ ચમત્કાર થવાથી સમ્સબ્રીજી ઉપર તેમના વિરોધીઓની વધારે ઇતરાજી થઇ અને તેમના વિષે રાજાને-ખોટું ભરમાવી તેઓ આપણા ધર્મ વિરૂદ્ધ ઉપદેશ કરે છે વગેરે બાબત જણાવી રાજા પાસે તેમને ફાંસીનો હુકમ કઢાવ્યો.

સમ્સબ્રીજી જેવા મહાન્ યોગીરાજને ફાંસી દેવામાં આવશે એ પ્રકારનો રાજાનો હુકમ સાંભળી મુલતાનવાસી લોકો દિલગીર થયા. પણ શું કરે રાજ્યસત્તા આગળ ગરીબ બિચારી પ્રજાનું શું ચાલે?

આજે સમ્સબ્રીજીને ફાંસી દેવાની હતી. સમય થવાથી તેઓ ફાંસીના લાકડા આગળ ગયા અને શાન્ત ઉભા. આજુબાજુ ચોકી પહેરા પણ પુષ્કળ હતા. ચાણ્ડાલ આવી પહોંચ્યો અને તે તેમની પાસે ફાંસી દેવા ગયો. પણ જતાં જતાંમાંજ તેણે એવી એક જબરી પછાડ ખાધી કે તેનાથી આગળ વધી શકાયું નહિ. ચાણ્ડાલની એ દશા થએલી જોઇ તરતજ બીજો ચાણ્ડાલ આવ્યો. તેણે વળી હિમ્મત ભીડી તો તેને પહેલાના કરતાં જબરી પછાડ પડી. અને હાડકાં પાંસળાંનો ચૂરો થયો. ચાણ્ડાલ તો એક પછી એક લગભગ દશ આવ્યા. પણ સર્વની તે દશા થઇ. કોઇની સામે એક શબ્દ પણ તે મહાયોગી બોલ્યા નહોતા પણ તેમના યોગના પ્રભાવથીજ સામે આવતો ચાણ્ડાલ જેમ દીપકને જોઇ પતંગીયું ઝંપલાઇ પડે છે તેમ ઝંપલાઇ પડી પટકાઇ પડતો.

એક પછી એક એમ દશે ચાણ્ડાલોની આ દશા થવાથી ત્યાં જોવા મળેલા લોકની ઠઠ્ઠ અજાયબ થઇ ગઇ. તેમના વિરોધીઓનાં

મા પણ ફીકાં પડી ગયાં, અને તેઓ વિશેષ આશ્ચર્ય તો એ પામ્યા કે સમ્સબ્રીજીને ફાંસી દેનાર દરેકે દરેક ચાણ્ડાલ તેની સમીપ પહોંચતો નહિ અને પટકાઇ પડતો તેનું કારણ તેઓ સમજી શકયા નહતા. ખુદ આ પ્રસંગે જોવા આવેલો નૃપતિ પણ અજાયબ થયો. સર્વની અજાયબી વચ્ચે સમ્સબ્રીજીએ મેઘ જેવા ગંભીર અવાજથી કહ્યું કે હે રાજા! તથા જોવા આવેલા સર્વ નગરજનો! મારો ધર્મ જે સત્ય છે. તેને ખોટો પાડવામાં આવે છે તે બરાબર નથી. જે સત્ય છે તે આખર પર્યંત સત્યજ રહે છે. તેમાં અસત્યનું જરા પણ દર્શન થતું નથી 'અનલહક' આપણે પરમેશ્વર સ્વરૂપ છીએ એ મારા ધર્મનો સિદ્ધાંત કાંઇ નવીન નથી પણ આદિ અનાદિ છે. મારા વિરોધીઓ તે સ્વીકારતા નથી અને મારી સામે નાહક મનસ્વી આરોપ ઉભો કરી મને આ વધસ્થાનમાં લાવ્યા છે, ચાણ્ડાલ દશ તો શું પણ પચાસ સો આવશે તો:પણ તેઓ મને કાંઇજ કરી શકવાના નથી હું કોઇથી ડરતો નથી પણ જ્યારે તમારા બધાની મને મારી નાંખવાનીજ ઇચ્છા છે તો તમને આ મારા શરીરની ચામડી ઉતારીને આપુંછું એમ કહી તરતજ તેમણે પોતાના શરીરની ચામડી જેમ સર્પ કાંચળી ઉતારે તેમ ઉતારીને આપી, અને તરત ત્યાંથી ચાલવા માંડયું.

જોવા આવેલા સર્વ મનુષ્યો આશ્ચર્યમાં ગરકાવજ થઇ ગયા પણ તેમના વિરોધીઓએ આ બધો જાદુનો ઇલ્મ છે કહી પાદશાહ પાસે તેમને કોઇ પણ માણસે ખાવાનું ન આપવું એ હુકમ કઢાવ્યો.

પેલી તરફ ચામડી ઉતારી નાંખેલા માંસના ગોળા જેવા લાગતા સમ્સબ્રીજી એક વખત ક્ષુધાનું ભાન થવાથી અને નગરમાં કોઇએ ખાવાનું ન આપવાથી હાથમાં એક હરિણના માંસનો કટકો લઇ નગરવાસી જનો પાસે તે શેકાવા ગયા. પણ તે કામ કોઇએ રાજ્ય સત્તાની બીકથી કરી આપ્યું નહિ.

સમય મધ્યાહ્નનો થયો હતો. સૂર્ય બરાબર માથાઉપર આવેલો હતો. છેવટ સમશ્રીજીએ આકાશ તરફ જોયું અને સૂર્યને કહ્યું કે એ શમ્સ? તું શમ્સ છે અને હું પણ શમ્સ છું અર્થાત્ તું ઇશ્વરરૂપ છે તેમ હું પણ છું તો મારૂં આટલું કામ બજાવ. તારી ગરમીથી મને આ માંસનો કટકો શેકી આપ. પૂર્વોક્ત વાક્ય ઉચ્ચારતાની સાથેજ સૂર્ય નીચે ઉતરવા માંડયો અને જેમ જેમ તેનું નીચે ગમન થતું ગયું તેમ તેમ મુલતાનવાસીઓ તેના પ્રખર તાપથી શેકાવા લાગ્યાં. આખરે આ સર્વ મહાત્માની અવકૃપાથી થયું છે એમ જાણી તેઓ સમ્સશ્રીજી પાસે જઈ તેમની પ્રાર્થના પૂર્વક ક્ષમા માગી લોકોના દીન પ્રલાપો સાંભળી તેમણે સૂર્યને નીચે ન ઉતરવા કહ્યું પણ તે પૂર્વે તે થોડો નીચે ઉતરી આવેલો હોવાથી યદ્યપિ મુલતાનમાં ગરમી ઘણીજ સખત પડે છે. આ યોગીનું સમાધિસ્થાન મુલતાન પાસે યદ્યપિ અસ્તિત્વ ધરાવે છે. અને સમ્સશ્રીજીના ચમત્કારની આશ્ચર્યજનક વાર્તા લોકો પરદેશીઓને કહે છે. યોગવિદ્યાનો ચમત્કાર દર્શાવવાને માટે આવાને આવા બીજા પુષ્કળ દાખલાઓ આપી શકાય તેમ છે. પણ તેની મહત્તા દર્શાવવાને માટે આટલાજ દૃષ્ટાંતો બસ છે. મ્હારી વિશેષ વિવેચન કર્યું નથી.

યોગવિદ્યા એ આદિ અનાદિ છે. તે સત્ય છે અને તેના અભ્યાસકને પ્રત્યક્ષ લાભજ આપનારી છે.

મોટા સમુદ્રમાં પવનને લઇ લહરી ઉપર લહરી આવતી જાય છે. આ પ્રત્યેક લહરી અથવા મોજાનું મૂળ કારણ વસ્તુતઃ સમુદ્રનું જળજ છે તેજ પ્રમાણે પંચભુતાત્મક દેહમાં મુખ્ય પ્રાણતત્વ છે. વેદમાં પણ કહેલું છે કે અખંડ સર્વ વ્યાપી એકજ તત્ત્વ છે. અને તે પ્રાણતત્ત્વ છે. પ્રાણ એજ પરબ્રહ્મનું સ્વરૂપ છે. યોગવિદ્યાના સાધનો સાધી આપણે તેનો સાક્ષાત્કાર કરી આ મનુષ્યાવતારનું સાર્થક્ય કરીએ એજ શુભેચ્છા સહ इति ॐ शान्तिः

## પ્રકરણ ૨૧ મું.

### આનું નામ યોગાભ્યાસ.

**तत्रैकाग्रं मनः कृत्वायत चित्तेन्द्रिय क्रियः । अप विश्यासने युंज्या योगभात्म विशुद्धये ॥**

**શ્લોકાર્થ** તે આસન પર બેસી મનને એકાગ્ર કરી ચિત્ત અને ઇન્દ્રિયોને જીતી અંતઃકરણની શુદ્ધિને માટે યોગાભ્યાસ કરવો.

પછી તે સ્થળે મનની એકાગ્રના કરી, શ્રીસદ્‌ગુરૂનું સ્મરણ કરી, આત્મ સુખનો અનુભવ લેવો.

તે સ્થળે અહંભાવ નષ્ટ થઇ અષ્ટ સાત્વીક ભાવ અંતર્બાહ્ય ઉત્પન્ન થાય ત્યાં સુધી આદરપૂર્વક શ્રી ઇષ્ટનું સ્મરણ કરવું.

વિષયોનું સ્મરણ સુદ્ધાં રહે નહીં અને ઇન્દ્રિયોની વિષયેચ્છા સર્વાંશે નષ્ટ થઇ જાય અને મનની અસ્વસ્થતા મટી જઈ તે હૃદય સાથે બરાબર જોડાઇ જાય આવી રીતે સહજ ઐક્ય સાધ્ય થાય ત્યાં સુધી થોભવું અને મનને આવો બોધ થયા પછી આસન પર બેસવું.

ત્યાર પછી અંગનો અંગથી અને પ્રાણાપાનવાયુનો પ્રાણાપ્રાન વાયુથી નિરોધ કરવો. આ સ્પષ્ટ અનુભવની વાત છે.

આ સ્થળે પ્રવૃતિ પાછાં પગલાં ભરે છે. અને સમાધિ સહજ સાધ્ય થાય છે. પછી આસન પર બેસતાંજ સર્વ અભ્યાસ આપો આપ પૂર્ણ થાય છે.

હવે મુદ્રા કેવી રાખવી તેનું વર્ણન કરીએ છીએ. પેટને જંઘા સુધી લાવી આસન કરવું. એક પગ ઉપર બીજો પગ આડો રાખી પગના છેડાને ગુદાસ્થાનની સાથે અડકાડી સ્થિર અને સુદૃઢ રાખવો.

જમણો પગ નિચે રાખી તે વડે વૃષણથી ગુદાસ્થાન પર્યંત રહેલી સૈવ્ય રેષાને વચ્ચે દબાવવી ત્યાર પછી ડાબા પગને જમણા પગ પર સ્વાભાવિક રીતે મૂકવો.

અપાનદ્વાર અને શિશ્નની વચ્ચે જે ચાર આંગળનું અંતર છે તેની આગળ પાછળની દોઢ દોઢ આંગળ જગા છોડી મધ્યમાં રહેલી એક આંગળ જગ્યાને શરીરને અદ્ધર ઉંચકી રાખી પગના છેડાના ઉપલા ભાગ વતી દબાવવી શરીરને ઉંચકી રાખ્યું છે. એમ જણાવા ન દેતાં પીઠથી કરોડના અંતિમ ભાગને ઉંચકવો અને બંન્ને પગના ઘુંટણને બરાબર રાખવાં પછી એ શરીર ઘુંટણનાં અગ્રપર આધાર વિના પોતાની મેળેજ રહે છે.

આ **મૂળબંધ** નામક આસનનાં લક્ષણો છે એનુંજ વજ્રાસન એવું એક ગૌણ નામ છે. આવી રીતે મૂળબંધ આસન સાધ્ય થયું એટલે શરીરના નીચલા ભાગનો રસ્તો બંધ થાય છે અને ભીતર રહેલો અપાનવાયુ ચઢવા માંડે છે.

સાધકે સ્વતઃ સ્થિર થઇ મસ્તક અને ગરદનને બરાબર સ્થિર રાખવાં અને નાસિકાગ્રપર દૃષ્ટિ રાખી આમતેમ ન જોતાં યોગાભ્યાસ કરવો.

પછી ડાબા પગ પર બે હાથ સહજ દંડીયાને આકારે થઇ જાય છે અને સ્કંધ ઉંચી થાય છે. પછી શરીર સ્થિર રહેવાથી શિર કમળ અંદર પેસે છે. અને આંખની પાંપણો મીંચાવા લાગે છે. ઉપરની પાંપણો નીચે આવે છે. અને નિચલી પાંપણો પ્રફુલ્લીત થવાથી મોટી થાય છે એમ થવાથી ડોળા અર્ધા ઉઘડેલા અને અર્ધા મીંચાયેલા રહે છે. આવિ રીતે દૃષ્ટિ અંદરની અંદર કાયમ થઇ પુનઃ બહાર આવતી નથી. તેથી તે નાસિકાગ્રપર સ્થાયી થાય છે. આથી અન્ય દિશા તરફ જોવાની કિંવા સૌંદર્ય જોવાની અભિલાષા આપોઆપ નષ્ટ

થાય છે. પછી ગળાની નળી અંદર પેસી જાય છે અને હડપચી ગળાની નિચેના ખાડાને અડકે છે તથા છાતિને સુદૃઢ રીતે દાબી રાખે છે પછી કંઠમણિ અદૃષ્ય થઇ જાય છે.

આવી રીતે જે મુદ્રા બને છે. તેને **જાલંધરબંધ** કહેવામાં આવે છે.

નાભિ ફુલી આવે છે. પેટ સપાટ થઇ જાય છે. તથા હૃદય કોષ ભીતર પ્રસરે છે.

ગુદા દ્વારના ઉપરના ભાગમાં અને નાભિના નિચેના ભાગમાં જે મુદ્રા બને છે તેને વોઢિયાણ બંધ કહેવામાં આવે છે. આવી રીતે શરીરના બાહ્ય ભાગમાં અભ્યાસક્રમ શરૂ થયો.

યોગીએ અંતઃકરણ શાંત રાખી **નિર્ભય** બની **બ્રહ્મચર્ય** વ્રત પાળી મન **સંયમ** કરી ઇષ્ટ **ચિંતન** કરી તેમય બની **ધ્યાનસ્થ** રહેવું. એટલે આંતર મનોધર્મનું બળ નષ્ટ થાય છે અર્થાત કલ્પનાનો નાશ. થાય છે મન પ્રવૃતિ બંધ પડે છે અને એનો વિકાર આપો આપ નિર્મૂળ થાય છે ક્ષુધા ક્યાં ગઇ. અને નિદ્રાનું શું થયું ? તેનું સ્મરણ સુદ્ધાં રહેતું નથી, મૂળ બંધથી અવરોધી થયેલો અપાન વાયુ પાછો ફર્યો એટલે તે સહજ ઉપર જઇને આંતરડાને ફુલવે છે તે ક્ષોભ પામી બળવત્તર થાય છે.

જ્યાં જ્યાં અટકે છે. ત્યાં ત્યાં અવાજ કરે છે. અને જઇ જઇને લિંગ ચક્રની સાથે અથડાય છે. પછી આવી રીતે નિરોધ પામેલો વંટોળીયો પેટમાં વધારે દોડા દોડ કરીને જ્યાં ત્યાં ખળભળાટ કરી મૂકે છે. અને બાલ્યાવસ્થાથી સંચિત થયેલા દુર્ગંધી મળને બહાર કાઢવાનો પ્રયાસ કરે છે. આ વાયુ પેટમાં દોડાદોડ કરીને ભટકતો નથી. પરંતુ કોઠામાં પ્રવેશે છે અને પીત્ત કફનો નાશ કરે છે.

તે સપ્ત ધાતુની ખાણ ઓળંગી જાય છે મેદના પર્વતો તોડીને પૂર્ણ કરી નાંખે છે અને હાડમાંના રસને બહાર કાઢી નાંખે છે. પછી

તે નાડીઓને છૂટી પાડે છે. અવયવોને શિથિલ કરે છે અને યોગ સાધન કરનારાના હૃદયમાં ભીતિ ઉત્પન્ન કરે છે પરંતુ આથી જરાપણ બીહીવું જોઇએ નહી. તે વ્યાધિ ઉત્પન્ન કરે છે અને તુરતજ તેનો નાશ કરે છે વળી તે પાણીવાળા ભેજવાળા પદાર્થો અને પૃથ્વી સ્થુળ જડ પદાર્થોને એકત્ર કરી દે છે.

હવે બીજી તરફ શું બને છે તે જોઇશું ?

પ્રથમ આસનની ઉષ્ણુતાથી **કુંડલિની** નામની શક્તિ જાગ્રત થાય છે. જે પ્રમાણે નાગણનાં કુંમ કુંમ મડિત બચ્ચાંઓ ગુંચળા વળીને સુએ છે. તે પ્રમાણે કુંડલિની નાનાં નાનાં આડાં ગુચળાં વાળીને નીચું મોં કરીને નિદ્રિત થયેલી હોય છે-તે વિદ્યુલ્લતાનાં કંકણુ કિંવા અગ્નિ જવળાની ઘડી અથવા ઘસીને ચગ ચગીત કરેલા સુવર્ણના વેઢની પેઠે નાભિ સ્કંદમાં લપાઇને બેઠેલી હોય છે. પરંતુ તે "મૂળ બંધ" ની ચિમટીથી જાગ્રત થાય છે.

જાણે નક્ષત્ર ખરી પડયું ન હોય ! જાણે સૂર્ય આસનભ્રષ્ટ ન થયો હોય ! તે પ્રમાણે ચમચકાટ મારતી જાણે પ્રકાશનાં બીજને અંકૂરજ ફુટયો હોય તેવો ઝગઝઝાટ કરતી. કુંડલિની પોતાની આળસ મરડી પોતાનાં ગુંછળાઓ સીધાં કરી. નાભિકમળ પર વેલની પેઠે ઉભી રહે છે. તે સહજીક રીતે-ઘણા દીવસોથી ક્ષુધાતુર હોય છે. તેમાં વળી તેને જાગ્રત કર્યાનું નિમિત્ત થયું એટલે તે મુખ ફાડીને આવેશ સહીત બરાબર સીધી ઉભી રહે છે. પછી તે હૃદયકમળની નિચે, ભરાયેલા પવનને જોરથી આલિંગન આપે છે અને મુખમાંની જ્વાળા દ્વારા ઉપર નીચેના માંસાદિકના ગ્રાસ કરી તેને ખાવા માંડે છે. જે ઠેકાણે માંસ હોય, તેનો તો તે સહજ ગ્રાસ કરે છે અને પછી શેષ રહેલા ભાગોનો પણ ગ્રાસ કરે છે. પછી પગનાં તળીઆં અને હાથની હથેળીનું શોધન કરે છે ઉર્ધ્વ ભાગોનો

નાશ કરે છે. અને પ્રત્યેક અંગ ઉપાંગ તથા પ્રત્યેક સાંધાની ઝડતી લઇ નાંખે છે.

પોતાની મૂળ જગા ન છોડતાં તે નખમાંનું સત્વ પણ કાઢી નાંખે છે. અને ત્વચાનું ક્ષાલન કરી અસ્તિ તથા શિરાઓને એકત્ર કરી નાંખે છે. ત્યારપછી તે અસ્થિની નળીઓમાંના રસને બહાર કાઢી નાંખીને શિરામાંના ગર્ભને શુષ્ક કરી નાંખે છે. આથી બહારના વાળોનાં મૂળ કપાઇ જાય છે. ત્યારપછી તે સપ્ત ધાતુના સાગરમાં પોતાની તૃષાની નિવૃત્તિ કરે છે અને શરીરના પ્રત્યેક ભાગને તદ્દન શુષ્ક કરી નાંખે છે નાશિકાદ્વારમાંથી નિકળીને પ્રાયઃ બાર આંગળના વિસ્તારમાં જે વાયુ પ્રસરે છે. તેની ગળચી પકડીને તેને અંદર ધુસાડી દે છે. આ વખતે **પ્રાણ** અને **અપાન** એ ઉભય પ્રકારના વાયુ આકુંચિત થાય છે પ્રાણ અપાનને દાબીને પકડે છે અને આ ઉભયમાં આલિંગન સ્થળે ચક્રોની ઉત્પત્તિ થાય છે. પ્રાણ અને અપાન એ ઉભય વાયુનેજ વખતે એકત્ર થઇ જવાનો સંભવ છે પરંતુ કુંડલિની ક્ષણભર ગભરાઇને તે ઉભયને કહે છે કે તમે પાછા જાઓ. અહીંઆ તમારૂં શું કામ છે? તે શરીરમાંના સર્વ પૃથ્વીમય જળભાગને સ્વાહા કરી જાય છે. અને લેશ પણ અવશિષ્ટ રહેવા દેતી નથી વળી તેજ પ્રમાણે તે સર્વ ઉદકમય ભાગને પણ લુછીને ચાટી જાય છે. આ રીતે બે ભૂતોને ખાઇ, તૃપ્ત થયા પછી તે સૌમ્ય થઈ સુષુમ્ણા નાડીની પાસે રહે છે. તે સ્થળે તૃપ્તિના આવેશમાં તે મુખદ્વારા સર્વ વિષને ઓકી નાંખે છે અને શરીરમાં કેવળ પરમ શુદ્ધ અમૃતજ અવશિષ્ટ રહે છે. શેષ રહેલા અમૃતના યોગથી પ્રાણનું સંરક્ષણ થાય છે.

તે [illegible] બહાર નીકળી જાય છે અને શરીરના સર્વ દાહને સમાવે છે અ[illegible] શરીરમાં[illegible] જતું રહેલું સામર્થ્ય પુનઃ આવવા માંડે છે નાડીની પ્રવૃત્તિ [illegible], [illegible] છે અને નૂતન [illegible] ન

સર્વ વ્યાપારો અટકી પડે છે. અર્થાત્ શરીરના ધર્મ નાશ પામે છે-ઇડા અને પિંગળા એક થઇ જાય છે. ત્રણે ગ્રંથી છુટી પડી જાય છે. અને છ ચક્રના સંબંધી વિષયને પ્રાપ્ત થાય છે પછી ચંદ્ર અને સૂર્ય નામક વાયુ શોધ્યા જડતા નથી. બુદ્ધિનો વિકાશ થતો અટકે છે અને નાકમાં શેષ રહેલો સુગંધ કુંડલિની સાથે સુષુમ્ણામાં પ્રવેશે છે તે વખતે ભૃકુટી ચક્રમાં આવેલો ચંદ્રામૃતનો જળ ભાગ ધક્કા વાગવાથી ધીમે ધીમે વક્ર થાય છે. અને તેમાંનું અમૃત કુંડલિનીના મુખમાં પડવા લાગે છે આથી અમૃતરસથી પ્રપૂર્ણ થઇ સમસ્ત શરીરમાં અમૃત પ્રસારે છે અને આ અમૃત પ્રાણવાયુની સહાયથી જ્યાંનો ત્યાં પ્રખર થઇ જાય છે જેમ તપ્ત કરેલા મુસમાંથી મીણ નષ્ટ થયા પછી જે પ્રમાણે રેડેલા રસથી તે મુસ પ્રપૂર્ણ થઈ જાય છે તેજ પ્રમાણે તે શરીર એટલું તેજસ્વી બને છે કે જાણે મૂર્તિમંત તેજનો અવતાર થયો હોયની એમ લાગે છે. ઘણીવાર એમ બને છે કે સૂર્ય અભ્રદળથી આચ્છાદિત થઇ જાય છે પરંતુ જ્યારે તે આચ્છાદન નિકળી જાય છે. ત્યારે તે પૂર્વની પેઠે પ્રકાશવા લાગે છે. તેજ પ્રમાણે શરીર પર ત્વચાનું નિરર્થક ઢાંકણુ હોય છે. તે જયારે છાલની પેઠે નીકળી જાય છે—ત્યારે તે શુદ્ધ સ્ફટીક જેવું અથવા રત્નરૂપ બીજને ફૂટેલા અંકુર જેવું તેજસ્વી દેખાય છે. તેના પ્રત્યેક અવયવની કાંતિ અપૂર્વ તેજને ધારણ કરે છે જાણે સંધ્યાકાળના આકાશના રંગમાંથી તે શરીર બનાવ્યું ન હોય ! જાણે આત્મ ચૈતન્યના તેજની પ્રતિમાં જ ગોઠવી દીધી ન હોય કિંવા કુંમકુંમથી ભરેલી મૂર્તિ અથવા આત્મરસથી પ્રપૂર્ણ મૂર્તિમંત શાંતિજ હોયની ! એવી શોભાને શરીર ધારણ કરે છે. ને આનંદરૂપી ચિત્તનો રંગ કિંવા પંરબ્રહ્મ સુખનું સ્વરૂપ અથવા સંતોષરૂપી વૃક્ષનો રોપો છે કે શું ? એવો તેનો ભાસ થાય છે. તે સુવર્ણ ચંપાની પૂર્ણ વિકસીત કળી કિંવા અમૃતનું પુતળું અથવા મૃદુતાનો ભંડાર હોય તેમ ભાસે છે. જે પ્રમાણે શરદ ઋતુની પૂર્ણીમાંના શાંતિપ્રદ ચંદ્રબિંબો

શોભે છે, કિંવા મૂર્તિમંત તેજ આસનારૂઢ થઇ શોભે છે તે પ્રમાણે કુંડલિની જ્યારે અમૃતપ્રાસન કરે છે. ત્યારે તેનું શરીર અત્યંત તેજથી પ્રકાશવા લાગે છે. આવી સ્થિતિ પ્રાપ્ત થતાં તે શરીરથી યમ સુદ્ધાં ડરે છે.

આવા યોગબળ સંપન્ન પુરૂષોથી વૃદ્ધાવસ્થા પાછાં પગલાં ભરે છે તારૂણ્યનો મદ લુપ્ત થાય છે અને પુનઃ બાલ્યાવસ્થા પ્રાપ્ત થાય છે વયમાં તે બાળક જેવોજ લાગે છે પરંતુ તે અતિશય પરાક્રમ કરે છે અને તેનામાં અનુપમ-ધૈર્ય હોય છે જાણે સુવર્ણવૃક્ષને નવા મોર આવી નિત્ય નવી નવી રત્નકળીઓ ફુટતી ન હોય ? તે પ્રમાણે તે પુરુષને નવા નવા નખો નિકળે છે. અને તે સતેજ દેખાય છે. તેને દાંત પણ નવીન આવે છે પરંતુ તે અતિશય સુક્ષ્મ હોય છે. અને જાણે બન્ને બાજુએ રત્ન પંક્તિજ શોભતિ ન હોય ! તે પ્રમાણે તે પ્રકાશે છે. સર્વાંગે રોમના અગ્રો સુક્ષ્મ માણિક્ય પાંખડીઓની પેઠે સતેજ દેખાય છે હસ્તપાદના તળીયાં કમળવત રકત દેખાય છે અને નેત્રના ડોળા સ્વચ્છ તથા તેજસ્વી દેખાય છે વધારે શું વર્ણન કરીએ.

જે પ્રમાણે મોતી પરિપક્વ દશાને પ્રાપ્ત થતાં ફુલવાથી છીપમાં માતાં નથી તેથી છીપના સાંધા તુટી જાય છે. તે પ્રમાણે દૃષ્ટિ પાપણની વચ્ચે ન માતાં તે દૂર સુધી પહોંચી બહાર નિકળી પડતી હોય એમ દેખાય છે. તે દૃષ્ટિ અર્ધીજ હોય છે પરંતુ ગગનમંડળને વ્યાપ્ત કરી દે છે.

તેના દેહની સુવર્ણ જેવી કાંતિ થાય છે તો પણ તે સર્વાંશે વાયુ મય હોય છે અર્થાત તે વાયુ જેટલો હલકો હોય છે. કારણ કે તેમાં પાણી અને પૃથ્વીનો ભાગ જરા પણ રહેતો નથી પછી તેને સમુદ્રપારના વસ્તુઓ પણ દેખાય છે ને સ્વર્ગમાં ચાલતી મસલતો પણ સમજી

શકે છે. અને બીજાના મનના ભાવ પણ સમજી શકે છે. તે વાયુરૂપી અશ્વ પર સ્વાર થઇ શકે છે ને પાણી પર ચાલી શકે છે. અને એ રીતે પ્રસંગાનુસાર તેને સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

પ્રાણવાયુનો હરત ગ્રહણ કરી હૃદયાકાશમાં પગથીઆં કરી સુષુમ્ણાના દાદરેથી હૃદયમાં આવેલી અને જીવાત્માને શોભા આપનારી જે કુંડલિની જગદંબા તે જગત્ બીજનો ગર્ભ જે જીવ તે પર આચ્છાદન કરે છે ને નિરાકાર બ્રહ્મની સાકાર મૂર્તિ પરમાત્મા શિવનું સંપુષ્ટ અને ૐકારની તો સાક્ષાત જન્મભૂમિજ છે.

તે કુંડલિની બાળા હૃદયમાં જાગ્રત થઈ એટલે અખંડ ૐકાર ધ્વનિ થવા લાગે છે. બુદ્ધિ તે કુંડલિની પાસે રહેતી હોવાથી તેના કાનમાં કિંચિત ૐકાર ધ્વનિ જાય છે. ઘોષની કુંડીમાં ધ્વની તથા નાદરૂપી ૐકારના આકારનાં રેખેલાં રૂપો નિકળે છે.

આ વાતો કલ્પનાથીજ જાણી શકાય છે. પરંતુ કલ્પના કરનારોજ કયાંથી આણવો ? કારણ કે તેનું તો જીવાત્મા સાથે ઐક્ય થયેલું હોય છે. માટે તે હૃદયાકાશમાં કેવી ગર્જના થાય છે તે સમજી શકાતું નથી,

જ્યાં સુધી પ્રાણ અપાન પ્રભુતિ વાયુનો નાશ થતો નથી ત્યાં સુધી હૃદયાકાશને વાચા હોય છે અને તેથીજ શબ્દની ઉત્પત્તિ થાય છે ને અખંડ ૐકારના મેઘ ગર્જના જેવા ધ્વનિથી હૃદયાકાશ ધમ ધમી રહે છે. ત્યારે બ્રહ્મરંધ્રનું દ્વાર સહજ ઉઘડી જાય છે. કમળમાંના પોલાણની પેઠે હૃદયાકાશમાં જે અવકાશ હોય છે. ત્યાં ચૈતન્ય અર્ધાંત્તરે વસે છે. ( પૂર્ણવાસ હોતો નથી ) તે આત્માને ઘેર કુંડલિની પરમેશ્વરી પરોણી આવ્યાથી તેજરૂપની મીજબાની આપવામાં આવે છે તે વખતે બુદ્ધિરૂપી શાક સહીત પાત્ર પીરશીને જેમાં દ્વૈતનો છાયો પણ ન હોય એવી મીજબાની આપવામાં આવે છે. કુંડલિની પોતાની તેજરૂપી કાંતિનો પરીત્યાગ કરી વાયુરૂપ બને છે તે વખતે

તે જાણે પ્રત્યક્ષ વાયુ પુતળી પોતાનાં પીતાંબર કાઢીને મૂળ સ્વરૂપમાં ઉભી હોયની એવી લાગે છે ? કિંવા દિપકજ્યોતિ પવન લાગવાથી બુઝાઇ જાય છે અથવા વિદ્યુલ્લતા ગગનમાં ચમકારો મારીને ઝટ વિલુપ્ત થઇ જાય છે. તે પ્રમાણે તે હૃદયકમળ પર્વતની સુવર્ણથી જાડી કાંબી જેવી સતેજ કીંવા તેજરૂપી પાણીના ઝરા પ્રમાણે વહતી આવેલી દિશે છે પછી એ હૃદયરૂપી પોકળ ભૂમિમાં અકસ્માત સમાઇ જાય છે તે વખતે કુંડલિની શકિતનું રૂપ શકિતમાંજ લય પામે છે. આવી સ્થિતિ થયા પછી તે શકિતજ કહેવાય છે. બાકી વસ્તુતઃ તે પ્રાણુ છે. પરંતુ તે વખતે ધ્વની, કળા, જ્યોતિ એનો નાશ થઇ જાય છે. ત્યાર પછી મન, સંયમ, વાયુનું અદ્ધર રહેવું કિંવા ધ્યાન ધરવું એ પણ નષ્ટ થઇ જાય છે તથા કલ્પના કરવી કલ્પનાનો ત્યાગ કરવો એ ખટપટ પણ નાશ પામે છે આવા વ્યાપારો બંધ થાય છે માટે કુંડલિનિ એ કેવળ પંચ મહાભૂતોને વાટી નાંખવાનું મુશળજ છે.

શરીરનો શરીરથી નાશ કરવો એ યોગશાસ્ત્રના સ્વામી જે શંકર તેણે રચેલા સિદ્ધાંતનો અભિપ્રાય છે. તેનો હેતુ શ્રી મહા વિષ્ણુએ પ્રદર્શીત કર્યોછે. ને મહા વિષ્ણુના સંકેતથી ગ્રંથીઓ છોડી વસ્ત્રની યથાર્થ ગડી કરી શ્રોતાજ આ માળાના ગ્રાહક છે.

આ પ્રકારે સર્વકાળ પોતાનું અંતઃકરણ સમાધિમાં સ્થિત કરી મનોનિગ્રહ કરનાર યોગીને મોક્ષ એજ જેનું પરમ ફળ છે એવા ઇષ્ટ સ્વરૂપમાં રહેલી **શાંતિ** પ્રાપ્ત થાય છે.

જે વખતે શક્તિનું તેજ નષ્ટ થાય છે તે વખતે દેહનું રૂપ નાશ પામે છે અને યોગી એટલું સુક્ષ્મ રૂપ ધારણુ કરે છે કે તે લોકોને દેખાતો પણ નથી બાકી તેનું શરીર પૂર્વવત સાવયવ હોય છે પરંતુ તે કેવળ વાયુમયજ હોય છે જે પ્રમાણે કેળની છાલ કાઢી નાંખીને કેવળ ગર્ભ ભાગનેજ ઉભો કરવામાં આવે. જે પ્રમાણે આકાશને અવ-

યવો ફુટે તેજ પ્રમાણે તેના અવયવો હોય છે. આ પ્રમાણે શરીર બન્યા પછી તેને આકાશમાં સંચાર કરનાર કહેવામાં આવે છે અને આવા શરીરને પ્રાપ્ત થયા પછી તેની દેહ લોકોને આશ્ચર્યકારક લાગે છે યોગ સાધ્ય કરનાર ચાલી જવા પછી પાછળ જે પગલાં પડે છે તે પ્રત્યેક પગલાંની આગળ અણિમાદિક સિદ્ધિઓ બે હાથ જોડીને ઉભી રહે છે.

તે અણિમાદિક સિદ્ધિઓનું તેને શું કામ છે. પૃથ્વી અપ અને તેજ આ ત્રણ ભૂતોનો દેહમાંને દેહમાંજ લય થાય છે.

પૃથ્વીને ઉદક ખાઇ જાય છે ઉદક ને અગ્નિ સ્વાહા કરે છે. અને હૃદયમાંના અગ્નિનો વાયુ નાશ કરે છે પાછળ માત્ર વાયુ અવશિષ્ટ રહે છે. તે શરીરની આકૃતિનોજ હોય છે પરંતુ તે પણ કેટલીક વારે નીકળીને બ્રહ્મરંધ્ર આકાશમાં જઇ મળે છે. તે વખતે કુંડલિની નામ નષ્ટ થઇ જાય છે. અને તેને ફક્ત મારૂત એ નામ પ્રાપ્ત થાય છે પરંતુ તે બ્રહ્મમાં મળી જાય ત્યાં સુધી તેની શક્તિ કાયમજ રહે છે. ત્યાર પછી જાલંધર બંધને છોડી કાકીમુખ (કંઠસ્થાન) ને ફોડી બ્રહ્મરંધ્ર આકાશના પર્વત પર પ્રવેશ કરે છે. તે ॐ કારની પીઠપર પગ મુકી પશ્યંતિ વાચાની ભૂમિકાને પાછળ મૂકી દે છે પછી ॐ કારમાંની અર્ધ વર્તુલાકાર મત્રાને પાછળ નાંખી જે પ્રમાણે નદી સાગરને મળે છે તે પ્રમાણે તે બ્રહ્માકાશમાં જઇ મળે છે. પછી મસ્તકના ભવકાશમાં (બ્રહ્મરંધ્રમાં) સ્થિર થઈ હું બ્રહ્મ છું એવી ભાવનાથી બાહુ પ્રસારી તે પર બ્રહ્મને આલિંગન દઇને તેમાં એકરૂપ થઇ જાય છે. જે પ્રમાણે સમુદ્રનું પાણી મેઘના દ્વારે જઇ પછી જમીન પર વર્ષા નદી માર્ગે પુનઃ સમુદ્રનેજ આવી મળે છે. તે પ્રમાણે દેહ નિમિતે જીવાત્મા બ્રહ્મપદમાં પ્રવેશ કરે છે પછી હું ભિન્ન છું અને આત્મા ભિન્ન છે કિંવા અમો ઉભય એકજ છીએ એવો વાદ

વિવાદ અવશિષ્ટ રહેતો નથી. આકાશ આકાશમાં મળે છે એવું જે એક સત્ય છે તેનો જે કોઇ અનુભવ લેશે તેનેજ સિદ્ધિ પ્રાપ્ત થશે. માટે ત્યાંની વાતો શબ્દો દ્વારા વ્યકત કરી શકાતી નથી. વાસ્તવિક કહીએ તો અભિપ્રાય પ્રદર્શિત કરવાનો ગર્વ ધરનારી જે વાણી-તેનો સુદ્ધાં તેને પત્તો લાગતો નથી. ભૃકુટીના અંતરમાં મકારનો પણ પ્રવેશ થતો નથી. તે પ્રમાણે એકલા પ્રાણ વાયુને શુદ્ધાં આકાશમાં જતાં સંકટ પડે છે. ને વાયુ ત્યાં ગયા પછી તદાકાર થાય છે. ત્યારે તેનો મહિમા વર્ણવવાને શબ્દોનો ભંડાર પણ ખૂટી જાય છે. આ વખતે આકાશનું શરીર પણ સંકોચ પામે છે જયાં અવ્યકત સ્થિતના ગર્ભમાં મહદાકાશનો પણ પતો લાગતો નથી ત્યાં શબ્દોની દાદને કોણ સાંભળે. માટે એ બ્રહ્મ-અક્ષરની મર્યાદામાં આવી શકે. કિંવા શ્રવણ વિષયની કક્ષામાં મૂકી શકાય એમ નથી જે વખતે કાંઇ દૈવ સંયોગે એનો અનુભવ થાય છે તે વખતે એ અનુભવ લેનાર મનુષ્ય તેમાં તદ્રુપ થઇ જાય છે. પછી ત્યાંની સ્થિતિ જાણવાનું કાર્ય એમનું એમ અટકી પડે છે માટે એ વીશે ગમે તેટલું બોલીએ તે વ્યર્થ છે આ પ્રમાણે સર્વ કથન આપો આપ બંધ પડે છે સર્વ સંકલ્પો શમી જાય છે. અને તેથી ત્યાં વિચારોની પણ દાદ લાગતી નથી તે બ્રહ્મ સ્વરૂપ કેવું છે? તે સહજ સ્થિતિનું સૌંદર્ય અને સમાધિ અવસ્થાનું તારૂણ્ય છે. તેને આદિ નથી અને તેનું માપ કરી શકાતું નથી. તે વિશ્વનો આધાર અને યોગરૂપ વૃક્ષનું ફળ છે. અને આનંદનું તો કેવળ જીવન છે ત્યાં આકાશનો અંત આવી જાય છે. અર્થાત તે મોક્ષની કેવળ સ્થિતિ હોવાથી તે સ્થળે આદિ અને અંતનો લઇ થઇ જાય છે. તે બ્રહ્મ, પંચ મહાભૂતોનું મૂળ કારણ અને મહત્ તેજોનું તેજ છે. તે બ્રહ્મ ઇષ્ટ સ્વરૂપ છે.

સાધુ વૃન્દો પર નાસ્તિકોએ જયારે અત્યાચાર કર્યો, ત્યારે તેજ ચતુર્ભૂજ મૂર્તિ આ સ્વરૂપમાંથી આકારને પ્રાપ્ત થઇ. આવું જે મહા

સુખ છે. તે અવર્ણીયજ છે. પરંતુ તેની પ્રાપ્તિ થાય ત્યાં સુધી જે પુરૂષો અવ્યાહત પ્રયત્નો કરે છે તે પુરૂષો સ્વયમેવ સુખરૂપ થાય છે. મેં જે અષ્ટાંગ યોગનાં સાધનો બતાવ્યાં તે જોઓ સ્વતઃ શરીર દ્વારા કરે છે. તે યોગથી તૈયાર થયા પછી પ્રભુની યોગ્યતાને પોહોચે છે. આવા યોગીઓનાં શરીરો તેમની દેહાકૃતિરૂપી પાત્રમાં જાણે પર બ્રહ્મ રસજ ભરી કાઢયો હોય તેવાં સતેજ લાગે છે આપણા અંતરમાં આ અનુભવ પ્રાપ્ત થાય છે.

આ યોગ પાપ્તિની આવી વ્યવસ્થા છે. પરંતુ અવ્યવસ્થિત મનુષ્યને કદીપણ તેની પ્રાપ્તિ થવાનો સંભવ નથી.

અતિશય ખાનાર યોગ સાધન કરી શકશે નહીં અને બીલકુલ ન ખાનારથી પણ યોગસાધન થઇ શકશે નહીં તેજ પ્રમાણે અતિ નિદ્રા લેનાર અને સદૈવ જાગ્રત રહેનારથી પણ યોગ સાધન થઇ શકશે નહીં.

જે જીવ્હા કિંવા નિદ્રાને સર્વથા અધિન થયેલો છે. તેને આ યોગનો અધિકાર નથી દુરાગ્રહના આવેશમાં જે ક્ષુધા તૃષાનો નિરોધ કરે છે. અતિ અલ્પ પ્રમાણમાં ખાય છે અને લેશ પણ નિદ્રા ન લેતાં પ્રબળ અભિમાન ધારણ કરે છે તેનું શરીર સુદ્ધાં તેને સ્વાધિન રહેતું નથી તો પછી તેનાથી યોગને શા રીતેજ સાધી શકાય !

માટે વિષયોનું અતિ સેવન અથવા સર્વાંશે તેનો ત્યાગ કરવાની ઇચ્છા રાખવી નહીં અર્થાત્ સર્વ કાર્ય નિયમિત રાખવાં. બાહ્યેન્દ્રિયોની સ્થિતિ નિયમીત કરી. એટલે અંતરમાં સુખ ઉત્પન્ન થઇ મનુષ્યને વિના અભ્યાસે સહજ યોગ પ્રાપ્તિ થાય છે. જે પ્રમાણે ભાગ્યોદય થયો એટલે ઉદ્યોગને નિમિત્તે સર્વ સંપત્તિ આપોઆપ ઘેર ચાલી આવે છે. તે પ્રમાણે જે નિયમશીલ છે. તે વિનોદને ખાતર યોગાભ્યાસથી તરફ વળે તો પણ તેને આત્મ સ્થિતિનો અનુભવ મળે છે.

જે દૈવવાન પુરુષને યુક્તિની સહાય હોય છે. તે મોક્ષ સામ્રાજ્યને શોભાપ્રદ થઇ પડે છે.

આસનના બળથી જે ખરો અભ્યાસ થાય છે. તેથી ઇન્દ્રિયોનો નિગ્રહ થઇ શકશે. ઇન્દ્રિયોનો સંયમ થાય છે ત્યારે આપોઆપજ બ્રહ્મ સ્વરૂપ સાધ્ય થઇ શકે છે.

સદૈવ મન પ્રવૃતિની દોડધામ આગળ હોય છે. તે જ્યારે પાછળ પડે છે અને ચિત્તને આત્મદર્શન થાય છે ત્યારે તેને આત્મતત્વ હુંજ છું એવી પ્રતિતી થાય છે. આ પ્રતિતી થતાંની સાથેજ તે સુખ સિંહાસનપર આરૂઢ થાય છે અને પછી આત્મા આનંદમાંજ લય પામે છે. તથા જેના કરતાં અધિક કોઇ વસ્તુ છેજ નહી. અને જેને ઇન્દ્રિયો કદી જાણી શકતી જ નથી. એવું જે આત્મસ્વરૂપ અર્થાત બ્રહ્મસ્વરૂપ તે સ્વતઃ જ બની રહે છે.

આવી સ્થિતિની પ્રાપ્તિ થયા પછી મેરૂ પર્વત કરતાં પણ પ્રચંડ દુઃખો તેના શરીર પર આવી પડે તોપણ તેના ચિત્તને ક્ષોભ થતો નથી. તથા દેહને શસ્ત્રથી છિન્ન વિછિન્ન કરી નાંખવામાં આવે અથવા અગ્નિમાં નાંખવામાં આવે તોપણ મહાસુખમાં નિમગ્ન થયેલું તેનું ચિત્ત જાગ્રત થતું નથી. આ પ્રમાણે આત્મસુખમાં નિમગ્ન થયા પછી તેને દેહની સ્મૃતિ રહેતી નથી અને આવું અનિર્વાચ્ય બ્રહ્મસુખ પ્રાપ્ત થવાથી બીજી વાતોની તેને વિસ્મૃતિ થાય છે

સંસારના પંજામાં ફસાયેલું મન જે બ્રહ્મ સુખની મિષ્ટતાથી ઇચ્છાની સ્મૃતિનોજ ત્યાગ કરે છે જે યોગનું ભૂષણ છે સંતોષનું સામ્રાજ્ય છે અને જેને માટે સર્વ જ્ઞાનની આવશ્યકતા છે એવું જે બ્રહ્મસુખ તે અભ્યાસના યોગથી મૂર્તિમંત દેખાવા લાગે છે અને તે દૃગ્ગોચર થતાંની સાથેજ પ્રેક્ષક તદ્રુપ બની જાય છે.

એક રીતે આ યોગ સુર્લ્લભ છે સંકલ્પની સંતતી જે કામ, ક્રોધાદિ તેનો નાશ કર્યાથી તે સંકલ્પને જ્યારે સંતતિ શોક થશે ત્યારેજ

તે વશ થશે. વિષયો લય પામ્યા છે એવી વાત આ સંકલ્પે સાંભળી કિંવા ઇન્દ્રિયોને નિયમીતપણે વર્તતાં જોઇ તેનું હૃદય ફાટી જાય છે અને તે પ્રાણ છોડે છે આ રીતે વૈરાગ્ય પ્રાપ્ત થતાં સંકલ્પની યાત્રા સમાપ્ત થાય છે. અને ધૈર્યના મંદિરમાં બુદ્ધિ સુખપૂર્વક વાસ કરે છે. બુદ્ધિને ધૈર્યનો આશ્રય જડ્યો એટલે તે મનને ધીમે ધીમે બ્રહ્માનુભવની વાટે લાવી બ્રહ્મસ્વરૂપમાં તેની સ્થાપના કરે છે. આ એક માર્ગદ્વારા બ્રહ્મપ્રાપ્તિ થાય છે. અને જો આ માર્ગ પણ ન સાધ્ય થઈ શકે એમ હોય તો એથી પણ સુલ્લભ એવો એક બીજો માર્ગ છે.

સાધકે પ્રથમ એક નિયમ યાદ રાખવો કે, કરેલો નિશ્ચય કદી પણ છોડવો નહીં આવા નિશ્ચયથી જ્યારે ચિત્ત સ્થિર થાય ત્યારે તેને ખુશીથી સ્વૈર વર્તન કરવા દેવું. આવી રીતે સ્વતંત્ર થયા પછી તે જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાંથી નિઃસંશય તેને પાછું વાળી શકાશે અને એ રીતે તે તતકાળ સ્થિર થઇ જશે.

પછી આ પ્રકારે અનેક વેળા સ્થિર દશાને પ્રાપ્ત થતાં તે સહજ આત્મ સ્વરૂપની નિકટ આવશે. અને તે આત્મસ્વરૂપને જોઈ સ્વતઃ તદ્રુપ થશે પછી અદ્વૈતમાં દ્વૈત ડુબી જશે. અને ઐક્યના તેજથી આ ત્રૈલોકય પ્રકાશીત થશે આકાશમાં ઉત્પન્ન થયેલાં વાદળાં જ્યારે નષ્ટ થાય છે ત્યારે જ્યાં ત્યાં શુદ્ધ આકાશજ દેખાય છે તેજ પ્રમાણે ચિત્ત જ્યારે બ્રહ્મમાં લય પામે છે. ત્યારે ત્રૈલોકય સહજ બ્રહ્મ સ્વરૂપ બની જાય છે.

સમદૃષ્ટિ કરતાં આ જગતમાં અન્ય કોઈ શ્રેષ્ઠ પ્રાપ્તિ નથી

જો યોગ સાધનનું બળ અંગમાં હોય તો મનના ચાંચલ્યની વિસાત શું ?

શું યોગબળથી મહતત્ત્વાદિક સ્વાધીન નથી થતાં કે ? યોગબળની સમક્ષ મનના ચાંચલ્યનું બળ ટકી શકનાર નથી.

જ્યારે બીકણ મનુષ્ય પીશાચનું સ્થળ ઉલંઘીને જશે. ત્યારે હરિણ બાળક પારધીની જાળમાં નહી સપડાશે જ્યારે કીડી મેરૂ પર્વત ઉલંઘી જશે ત્યારેજ જીવ (ડહાપણથી) માયા નદી તરીને સામે પાર જઇ શકશે જે પ્રમાણે વિષયી પુરૂષ સ્ત્રીને જીતી શકતો નથી. તે પ્રમાણે જીવ આ માયારૂપ નદી તરી શકતો નથી.

પરંતુ જે અનન્ય ભાવથી ઇષ્ટ શરણે આવે છે. તે આ દુસ્તર નદીને સહજ તરી શકે છે. એટલુંજ નહીં પણ તે આ કાંઠે હોવા છતાં પણ માયારૂપી જળ નષ્ટ થાય છે જેને સદ્ગુરૂરૂપી નાવીક મળ્યો હોય જેણે બ્રહ્મ સાક્ષાત્કારરૂપી શઢ મજબુત રીતે પકડયો હોય જેને આત્મનિવેદન રૂપી નૌકા હસ્તગત થઇ હોય જે અહં ભાવના બોજો ફેંકી દઇ વિકલ્પ રૂપી પવનનું તોફાન ચૂકવી અને સ્ત્રી સંતતિ પ્રતિના પ્રેમરૂપી પાણીના પ્રવાહને ટાળીને જીવાત્માના ઐક્યરૂપી ઘાટ પર ઉતરે છે. આ ઘાટ પરે જેને આત્મબોધરૂપી નૌકા પણ હાથ લાગે છે અને જે તે દ્વારા નિર્વૃત્તિને પેલે પાર જઇ પહોંચે છે આવા લોકો વૈરાગ્યરૂપી હલેસાં વડે **अहं ब्रह्मास्मि** એ ભાવનાના બળથી મુક્તિ તટ પર અવસ્ય અચૂક આવી પહોંચે છે આ ઉપાય વડે જે ઇષ્ટને ભજે છે તે આ માયા રૂપી નદીને તરી જાય છે પરંતુ આવા ભકતો ઘણા હોતા નથી કોઇ વિરલજ હોય છે. ॥ इति शिवं ॥



યોગ સંબંધી સરળમાં સરળ માહિતી આપનાર પુસ્તક.

# શ્રી પાતંજલ યોગસૂત્ર.

યોગનો સર્વોપરી ગ્રંથ ભગવાન પાતંજલિકૃત પ્રત્યેક સૂત્ર અને તેની દરેકને સમજ પડે તેવી વિસ્તાર યુક્ત ગુજરાતી ટીકા સાથે આ પુસ્તક હાલમાંજ બહાર પડયું છે. આ પુસ્તકમાં વિશેષ કરીને વર્તમાન સાયન્સ-વેદ શાસ્ત્રપુરાણ અને પદાર્થ વિદ્યા તથા લૌકિક દ્રષ્ટાંતો વિગેરે આપી તેની લોકપ્રિયતા વધારી છે. સંતપ્ત ભ્રમિત મનને દુઃખ સાગરમાંથી શાંત અને વીર રસ આદીએ પૂર્ણ કરી સુખના અબ્ધિમાં પલટાવે છે. આ ગ્રંથ ધર્મજીજ્ઞાસુઓ, શાંતિના ઉપાસકો, તથા કોલેજના વિદ્યાર્થીઓએ વાંચવા યોગ્ય છે. હાઇસ્કુલ તથા લાયબ્રેરીમાં રાખવા લાયક છે. મૂલ્ય રૂ. એક ટપાલ ખર્ચ જુદુ.

---

## થોડા વખતમાં પ્રકટ થશે.

**કાવ્યાનંદનિધિ** મુખ્યત્વે શાંત અને વીર રસના કાવ્યો અને યુરોપીય પ્રચંડ યુદ્ધ આદીના કાવ્યોથી આ ગ્રંથ ભરપુર છે. કાવ્યના શોખીનોએ જરૂર ખરીદ કરવા લાયક છે.

**બ્રહ્મસૂત્ર** શુષ્ક અને નિરસ વેદાંતને સરળ અને રસમય કરી સહેલથી બ્રહ્મજ્ઞાન રૂચે એવી રીતે લખાયું છે.

**રૂદ્રાધ્યાય** ક્લીષ્ટ અને ત્રુટક અર્થ નહિ કરતાં રસમય રૂદ્રનું દર્શન કરાવી વસ્તુસાક્ષાત્કાર કરાવનાર અને અનુષ્ઠાન કરવાની પદ્ધતિ દર્શાવી મનવાંચ્છિત ફળ આપનાર સરળ ભાષામાં ગાન અને કાવ્ય તેમ ગદ્ય સહિત આનંદ આપનાર અદ્દભુત પુસ્તક.

**કિંમત ખર્ચના પ્રમાણમાં નક્કી થશે. નામ નોંધાવો. અગાઉથી ગ્રાહક થનારને ખાસ લાભ થશે.**

૧ વિશ્વજયોતિ કાર્યાલય અડાજણ-સુરત.

**૨ ઇંદિરાનંદ લલિતાનંદ પંડિત. નાગર ફળીઆ-સુરત.**

